પ્રકાશક:
રસિક ચૂનીલાલ ભાયાણી
૪૦, નવી હનુમાન ગલ્લી,
મુંબઈ ૨



આવૃત્તિ પહેલી
પ્રત ૨૦૦૦
સંવત ૧૯૮૬

મુદ્રક:
નાનાલાલ સારાભાઈ શાહ
એમ. વાડીલાલની કુંપની
૩૨, ભાંગવાડી, મુંબઈ ૨

# નિવેદન

આ પુસ્તક લેખનમાં મારા પુરોગામીઓનો હું પુરો રૂણી છું. મારો પોતાનો તકલીનો અનુભવ, જ્ઞાન અને વાંચન ત્રણ માસ જેટલી મર્યાદિત છે, એટલે પુસ્તકમાં અનેક ત્રુટીઓ છે. છતાં આટલું તો આટલુંજ નતાને કંઇક અંશે જરૂર ઉપયોગી થશે એ આશાએ આ પ્રકાશન છે.

દરેક તકલી કાંતનારને મારી પ્રાર્થના છે કે આ વિષયપરનો પોતાનો અનુભવ, સમાલોચના, સલાહ, સુચના અને બીજી દરેક જાતની માહિતી મને મોકલે તો બીજી આવૃત્તિ વધુ સારા સ્વરૂપમાં બહાર પડી શકે.

રસિક

# તકલી

ત્યાગ અને ઉત્પત્તિ—નાશ અને રચના એમ અસહકારના બે અંગ છે. બેમાંથી એકે વીના આપણે ચલાવી શકતાજ નથી. આપણી લડતમાં સ્વદેશી વીના આપણાથી એક ડગલું પણ નહી જઇ શકાય. સ્વદેશીની સફળતા સારૂ આપણે પરદેશી કાપડનો સર્વથા ત્યાગ કરવો રહ્યો. ત્યાગ વૈરાગ્ય વીના નટકે એ અનુભવનું વાકય છે. આપણને પરદેશી કાપડ તરફ એટલો વૈરાગ્ય, એટલો અણગમો આવવો જોઇએ કે જેવો આપણને કોઇપણ મેલી વસ્તુ તરફ આવે છે. એવો વૈરાગ્ય પેદા ન થાય ત્યાં સુધી ફરી ફરી આપણું મન જાપાનની સાડી તરફ માન્ચેસ્ટરના મલમલ તરફ ખેંચાયાજ કરશે; ને ત્યાં લગી આપણે તેના જેવી ચીજો માગશું. પરીણામે તેના જેવી ચીજો આપનારા દગો દઇ તેજ ચીજો આપણને વોરાવશે.

બહિષ્કારના આ નાશક શસ્ત્રને સંપુર્ણ ફળિભુત કરવા માટે ઉત્પત્તિનું રચનાત્મક કાર્ય અનિવાર્ય છે. તેથી અત્યારે આપણો વિશેશ અને સર્વોપરી ધર્મ ખાદી છે, એટલે કે જેણે ખાદી પહેરી લીધી છે તેણે બીજી ખાદી ઉત્પન્ન કરવામાં

મચી જવું જોઇએ. આ ઉત્પત્તિને માટે રેંટીઓ એ એક ઉપાય છે, પણ તેનાથીએ વધુ સહેલો અને સાર્વજનિક ઉપાય તે તકલી કાંતણ. તકલી એ પણ એક પૂજનીય ગાય છે. ગાય વીનાનું ઘર જેમ ન શોભે તેમ તકલી વીનાનું ઘર ન શોભે. નાના મોટા કોઇ જેમ ગાયને દોહવામાં હલકાઈ નથી માનતા તેમ તકલી ચલાવવામાં હલકાઈ ન માનતા ગૃહસ્થાઈ માનવી જોઇએ. ને પરિણામે હાથે કાંતેલું સુતર દુધની જેમ કિંમતી ગણાવું જોઇએ. ગાય તો કોઇ વેળા પાટું મારે છે. પણ તકલી તો એવી પરોપકારી છે કે પાટુ મારેજ નહિં. તેની પાસેથી ઉજળું દુધ જેવું સુતર તમારી ઈચ્છાએ લઈ શકો છો. ગાય પોતાની શકિત પ્રમાણે દુધ આપે છે. તકલી તમારી શકિત પ્રમાણે સુતર આપે છે.

તકલી છે તો બહુ નાનકડી વસ્તુ પણ તેની શકિત બહુ ભારે છે. તકલી બહુ ધીમી ચાલે છે ને થોડું સુતર કાંતે છે પણ તેમાં સાઠ કરોડના વીદેશી કાપડનો બહિષ્કાર કરવાનું સામર્થ છે, કેમકે હીંદુસ્થાનની કરોડોની સંખ્યા એટલી વિશાળ છે કે દરેક જણ થોડું સુતર કાંતે તો પણ સરવાળે ઢગલા વળે. એ કરોડો સુધી પહોંચવાની શકિત તકલીમાં છે. તકલી એ આપણા સતત ઉદ્યોગનું ચિન્હ છે. સ્વરાજ્ય માટેના પુરૂષાર્થનું અને ગરીબો સાથેના સંબંધનું પ્રતીક છે, મુક કાર્યનો પાઠ આપવાનું સાધન છે અને તકલી દ્વારા કોઇની પણ રોજી પર તરાપ પડતી ન હોવાથી તે અવેર અને સર્વોદયની સાધના છે. તકલીમાં ઉત્પાદક શકિત રેંટીઆ

કરતા ઓછી છે પણ પ્રચારક શકિત અનેકગણી વધુ છે. એટલે ઝાઝા હાથ રળીઆમણાની દ્રષ્ટિએ ખાદીના અર્થશાસ્ત્રમાં તકલીનું સ્થાન પ્રથમ દરજ્જાનું છે. અનુભવીઓનું કહેવું છે કે પરદેશથી જેટલું કાપડ આવે છે તેટલુંજ કાપડ આપણા દેશમાં ઉત્પન્ન કરી લેવું હોય તો પચાસ લાખ રેંટીઆ રોજના પાંચ કલાકના હિસાબે ચલાવવા જોઇએ. પણ ઓછામાં ઓછી મુડીથી કામ કરવા ને વધુમાં વધુ માણસોને રોકવાને તકલી એ એકજ સાધન છે ઘણું જીવો તકલી.

કાંતવું અને વ્યવસ્થિત કાંતવું એ બેમાં ઘણો ભેદ છે. કાંતવું એટલે જેમ તેમ કરીને જ્યારે ત્યારે રમતા રસળતા જેવા તેવા તાંતણા કાઢવા એમ નહિ. પણ કાંતવું એટલે કાંતવા પુર્વની બધી ક્રીયાઓ જાણી લેવી અને સ્વસ્થ ચિત્ત સરસ એકધારૂં વળદાર સુતર નિયમ પુર્વક કાંતવું તે. આ જાતના કાંતણ માટે સૌથી પહેલા બધી જરૂરી ચીજો એકઠી કરવી તે આવશ્યક અને અનિવાર્ય છે.

સફળ અને સાંગોપાંગ તકલી કાંતણ માટે કઇ કઇ વસ્તુઓ આવશ્યક છે તે આપણે મુળથી તપાસીએ.

કાંતવાનો મુખ્ય આધાર રૂ પર છે. કાંતવાની શુધ્ધ ક્રિયા ત્યારેજ સફળ થાય જ્યારે ચોકખું રૂ અને સાચી પુણી આપણી પાસે હોય. આંધ્ર જે આટલું સુંદર ઝીણું કાંતી શકે છે તેના મુળમાં રૂને શુધ્ધ કરીને શાસ્ત્રીય પધ્ધતિએ પીંજી પુણી કરી

લેવાની ક્રિયા રહેલી છે. જે જે પ્રાંતો આજે મોટા પ્રમાણમાં ખાદી ઉત્પન્ન કરી રહયા છે તે બધાના મુળમાં જો તપાસીશું તો કાંતનાર પોતે પોતાની પુણી કરી લે છે. કાંતનાર પોતે જ્યારે પૂણી કરે ત્યારે તેને ચીવટ રહે છે કે મારે મારૂં સુતર કાંતવું છે ને તે સુન્દર કાંતવું છે માટે રૂને જેટલું સરસ સાફ કરી શકાશે અને પૂણી જેટલી સારી હશે તેટલું સરસ કાંતી શકાશે અને સુન્દર કાંતી શકાશે.

પણ આજકાલ મિલની પુણીઓ બજારમાં તરત અને સહેલાઇથી મળતી હોવાથી ઘણાએ હાથની પુણીનો આગ્રહ છોડયો. પરિણામે સુતર બગડયું. કારણ કે મિલની પુણીઓમાં ગમે તેવું ખરાબ રૂ વપરાય છે. આથી સુતર ફીસુ અને નબળું થાય છે. એટલે કોઇએ મિલની કે બજારમાં મળતી ગમે ત્યાંથી ગમે તેવી પુણીઓ ન મેળવવી.

સારી પૂણીઓ મેળવવી ક્યાંથી ? આનો સાદો અને સરળ ઉપાય એ છે કે જાતે પીંજણ શીખી લઈ પોતેજ જોઇતી પુણીઓ બનાવી લેવી.

મુંબઈ જેવા શહેરમાં જાતે કપાસ ઉગાડી તેની પુણીઓ બનાવી ઉપયોગમાં લેવી એ અશક્ય છે. આવે વખતે જોઇતો કપાસ ખરીદી તે પરથી પાંદડાની કીટી તદ્દન સાફ કરી નાંખીને દુધ જેવું સફેદ કપાસ બનાવવું જોઇએ.

**સારો કપાસ.**

૧ કપાસના રેસા લાંબા હોવા જોઇએ.

૨ કુમાસ બહુ સરસ જોઇએ.

૩ કપાસના રેસા બીથી જરાક ખેંચતા છુટા પડતા હોય તો તે કપાસની મજબુતી ઓછી સમજવી.

૪ કપાસ લોઢતી વેળા તદ્દન સ્વચ્છ જોઇએ.

૫ સડેલા બી વાળા કપાસને ઉપયોગમાં ન લેવું.

## • લોઢવાની ક્રિયા.

હવે સારા થએલા કપાસમાં બી રહયા છે તે છુટા પાડવા માટે એક યંત્ર આવે છે. તેને ચરખો કહેવામાં આવે છે. કપાસમાં ભેજ ન હોવો જોઇએ જો ભેજ હોય તો તેને તડકામાં સુકાવવા દેવો જોઇએ અને કપાસ પર પાંદડીનો કે બીજા કોઇ પ્રકારનો કચરો ન હોવો જોઇએ, કચરો રહી જશે તો પીલાયા પછી રૂ સાફ કરવું બહુ મુશ્કેલ પડશે.

ચરખાનો હાથો ફેરવવામાં બહુ કઠણ તેમ બહુ ઢીલો ન લાગવો જોઇએ. પરંતુ સરળ રીતે બી દબાયા વગર ફરવો જોઇએ આમા કણો બહુ લીસો જોઇએ અને સપાટાબંધ કપાસ લોઢાવવું જોઇએ.

## રૂ.

૧ કારખાનામાં લોઢાએલ રૂની પુણીથી કાંતતા તાર તુટશે, સુતર અસમાન અને કીટીવાળું આવશે અને ખાદી બગડશે માટેજ કારખાનામાં લોઢાએલું રૂ ન વાપરવું.

૨ રૂને બહુ દાબો દીધું હોય તો સારૂં પીંજાતું નથી.

૩ કચરાવાળા રૂની પુણીમાં કીટી રહી જાય છે તે છેવટ સુધી હેરાન કરે છે.

૪ રૂમાં ભેજ તો નજ હોય.

૫ હાથ ચરખા પર લોઢેલા તાજા રૂને તરત પીંજી લેવું સારૂં છે.

## પીંજણ

લોઢયા પછીની ક્રિયા પીંજવાની છે. પીંજ્યા પહેલા તાંતને મીણ ચોપડી એક કપડા વતી લુછી નાંખવી અને પછી બાવળ અથવા લીમડાના પાન તેને ચોપડવા અને પછી તેને પણ એક કપડા વતી લુછી નાખવી. મીણ દરરોજ ચોપડવાની જરૂર નથી. જ્યારે રેસા ઉંખડી ગએલા લાગે ત્યારે તે ચોપડવું. પીંજણનું સમતોલપણું ખૂબજ સુંદર હોવું જોઇએ. તાંત પાંચ તારી હોય તોજ ઉત્તમ શુધ્ધ પીંજણમાં ત્રણ તારી અથવા ચાર તારી જોઇએ. ગોટીલો લીસો હોવો જોઇએ, પૂણી બનાવવાનો પાટલો તથા હાથો તદ્દન લીસો જોઇએ અને સળીઓ સીધો તેમજ પુરી રીતે લીસો હોય. કમાનની ખેંચ બહુ સારી હોવી જોઇએ.

૧ જ્યારે પીંજવા બેસીએ ત્યારે પીંજણ અંગેના સાધનો લઇને બેસવું.

૨ પીંજણનો અવાજ ખુબ સુંદર આવવો જોઇએ.

૩ ગોટીલના ફટકા લાંબા એક સરખા જોસથી પડવા જોઇએ.

૪ પીંજતા પીંજતાં કણી પડી ન જાય એ ધ્યાન રાખવું. [કણી એટલે રેસા તુટીને ગોળ કણ બને છે તે.]

૫ પુણી એક સરખી થવી જોઇએ બહુ જાડી નહિ તેમ બહુ પાતળી પણ ન બનાવવી. પુણી લગભગ ૭ ઇંચ લાંબી રાખવી.

૬ આજુબાજુની જગ્યા ખુબ સ્વચ્છ રાખવી. જગ્યા ભેજવાળી તો પસંદ નજ કરવી.

૭ પુણી બહુ વખત બહાર ન રાખવી, તરત કાગળમાં વીંટી લેવી.

૮ પોલ બહુ વખત એમને એમ પડયો ન રહેવા દેવો.

**પુણી.**

૧ પુણી તદન સફેદ હોવી જોઇએ. કીટી-કચરાં બિલકુલ ન હોય.

૨ બધી પુણી એક સરખી વ્યવસ્થિત રીતે ગોઠવેલી જોઇએ.

૩ પુણી બહુ કઠણ ન હોય તેમ તદન લુલી પણ ન હોય.

૪ ઝીણું સુતર કાંતવા બહુ નાની, પોચી પુણી જોઇએ.

૫ પુણી ઉપરના રેસા ઉબળી ગયેલા ન જોઇએ.

૬ પુણી ફુલી ગયેલી હોય તો તે લગભગ નકામી જેવી છે.

## પુણી સાચવવી કેમ ?

૧ તૈયાર થયેલી પુણી બહુજ વ્યવસ્થિત રીતે પડીકામાં બાંધી લીધેલી હોવી જોઇએ.

૨ પુણીને હવા ન લાગે એની કાળજી રાખવી, નહિ તો તે ફુલી જશે આ સારૂ કાંતતી વખતે બધી પુણીઓ બહાર ન મુકી દેવી. જોઇતી એક એક પુણીજ લેવી.

૩ સૌથી સરસ રીત તો પુણીને એક નાની પેટીમા એક થર ગોઠવી તે પર કાગળ મુકી બીજો થર મુકવો એવા ચાર પાંચ થર કરી પુણી રાખવી. અને તેને બરાબર ઢાંકી દેવી.

પુણી તૈયાર થયા પછી કાંતણનો બીજો આધાર તકલીની બનાવટ પર છે. સૌથી સરસ ઉપાય પૈસાની બરોબર વચમાં કાણું પાડી, છત્રી કે સાયકલના પૈડાનો તાર અગર વાંસની સળી લઇ તેનો એક છેડો સુતરનો તાર ભરાવો શકાય તેમ કાનસથી ઘસીને કે ચાકુથી છોલીને તેની તકલી બનાવી ઉપયોગમાં લેવાનો છે. સાધન હોય તો લાકડાની તકલી વધુ સારૂં કામ આપે કારણ તે હલકી ફરે છે. ઠીકરાની તકલી અનુભવે ઉત્તમ પુરવાર થઇ છે પણ પડે કે તરત તુટી જાય તે તેની મુશ્કેલી છે. આજકાલ સારી તકલી બે આનાની કિંમતે ખાદી ભંડારમાંથી મળી શકે છે.

તકલીની ચકરડીનું વજન પ્રમાણસર, સળીઓ સાવ સીધો ન ઠરડાય તેવો, તે પરનો હુક બરાબર, અને ધાતુના ચકદાનું

કાણું જેમાં સળીઓ બેસાડેલી હોય છે તે ચકદાની બરાબર વચમા હોય એ આવશ્યક છે.

## સારી તકલી અને અને સુન્દર પુણી મળી એટલે કાંતવાની તૈયારી થઇ ચુકી.

ડાબા હાથમાં રૂની પુણી પકડી જમણા હાથ વડે તકલીને ફેરવીને તાર પુણીમાંથી ખેંચતા જવો ને આ દરમ્યાન તકલી ફરતી બંધ ન થઇ જાય એ લક્ષમાં રાખવું આ તકલી કાંતણનો મુળ અને સહેલામાં સહેલો સિધ્ધાન્ત છે.



ચિત્ર ૧ માં પુણીમાંથી સુતર કેવી રીતે નીકળે છે ને તેનો તાર કેમ બંધાય છે એ બતાવ્યું છે. રૂની પુણીને એક હાથમાં પકડી બીજા હાથ વડે તેમાંથી તાર ખેંચવા માંડશો એટલે ભાગ ૧ માં બતાવ્યા મુજબ રેસા પુણીમાંથી નીકળવા માંડશે. સાથે સાથે જમણા હાથ વડે રેસાઓને ડાબી બાજુએ વળ દેતા જવાથી ભાગ ૨ માં બતાવ્યા મુજબ રેસા ઘટ થઇ તાર બંધાવા માંડશે. અને પુરતો વળ દેવાઇ રહેતા ભાગ ૩ માં બતાવ્યા મુજબ કપડું વણી શકાય તેવો પાકો તાર તૈયાર થઈ રહેશે. આ કાંતણના મુળ તત્વો છે.

**ડાબો હાથ અને પુણી.**

ક્રાંતતી વખતે પુણી હંમેશા ડાબા હાથમાં પકડીને હથેળી કાંતનાર તરફ રહે તેમ રાખવી. પુણીનો નીચેનો છેડો ત્રીજી અને ટચલી આંગળી અને અંગુઠા વચ્ચે પકડી ને બીજો છેડો કાંતતા કાંતતા તારની વચ્ચે ન આવે તેમ પહેલી અને બીજી આંગળી વચ્ચે ચિત્ર ૨ માં બતાવ્યા મુજબ પકડી રાખવો.



નીચેનો છેડો અંગુઠા અને બે આંગળીઓ વચ્ચે જરા દબાવી રાખવો અને જાડુ અગર ઝીણું જેવું સુતર કાંતતા હોઈએ તે પ્રમાણે દબાણ ઓછું અગર વધુ કરવું.

**શરૂઆત.**

ત્યાર બાદ ચિત્ર ૧ માં બતાવ્યા મુજબ હાથેથી છ થી આઠ ઇંચ લાંબો તાર કાઢી તકલી પર વીંટી કાંતવાની શરૂઆત કરી શકાય.

ચિત્ર ૩ માં તકલીથી સુતરને વળ ચઢાવવાની ક્રિયા બતાવી છે. આ કામ અંગુઠા અને વચલી આંગળીથી થાય છે. તકલીના તારને ચિત્રમાં બતાવ્યા મુજબ પકડી, અંગુઠા અને

વચલી આંગળીને એક બીજાની ઉલટી દીશામાં ચલાવી, તકલીને જોરથી ફેરવીને પછી ચિત્ર ૪ માં બતાવ્યા મુજબ સાથે સાથેજ



ચિત્ર નં. ૩

તારને પુણીમાંથી ખેંચવો. તકલી એક સરખા જોરથીજ ફરે એ અતિ આવશ્યક છે. નહિ તો સુતર કમજોર અગર બહુ પાકું થઇ જશે. જમણા હાથથી સુતરનો તાર ૩–૪ ઇંચ જેટલો લાંબો ખેંચી સેકન્ડભર ઢીલો મુકી દેવો જેથી વળ ઉપર સુધી ચડી શકે. પછી વળી પાછો તાર ખેંચવો વળી ઢીલો મુકી વળ ચડવા દેવો. તાર કેટલો ખેંચવો તેનો અંદાજ પુણી સુધી કેટલો વળ પહોંચી જાય છે અને સુતર કેટલું મજબુત થાય છે તેની પરથી આવી જશે. તકલી જરા ધીમી પડે કે પાછી ફેરવવી, શરૂઆતમાં તો તકલી જલ્દી જલ્દી ધીમી પડવાથી કંટાળો આવશે ને તકલી ફરતી બંધ થઇ ઉલટી દિશામાં ફરવા માંડતા વળ નીકળી જઇ તાર તુટી જશે, પણ જેમ જેમ



ચિત્ર નં. ૪

ટેવ પડતી જશે તેમ તકલી પોતાની મરજી મુજબ ફરવી બંધ થઈ આપણી મરજી મુજબ ફરવા માંડશે, અને કાંતવાનું ધિરજ દૃઢતા અને સ્ફુર્તિ સાથે જારી રાખવાથી અંતે કાંતતી વખતે મોજ આવશે.

ચિત્ર ૫–૬ ને ૭ માં કાંતવાની ક્રિયા ક્રમશઃ બતાવી છે. ચિત્ર ૫ માં બતાવ્યા મુજબ સુતરને તકલીથી અમુક અંતરે પકડવું. પાસેથી પકડવાથી ટુંકો તારનો ભાગ બહુ પાકો થઈ જશે ને તકલી જલ્દી ફરવી બંધ થશે. થોડા વખતના મ્હાવરાથી તકલીની સામે જોયા વગર તકલી ફરે છે કે નહિ તે કંઇક અંશે પુણીમાંથી નીકળતા રેસા પરથી ને કંઇક અંશે જમણા હાથથી થતા તારના સ્પર્શ પરથી ખબર પડી જશે. આંખ હંમેશાં જ્યાં પુણીમાંથી તાર નીકળે છે તે તરફ રાખવી કે જેથી એક ધારો તાર કાઢવા તરફ મથી રહે. શરૂઆતમાં તકલી ફેરવવી. તાર ખેંચવો, તકલી ફરતી રહે તે સંભળાવવું વીગેરે

એટલી બધી વાતો તરફ ધ્યાન આપવું પડે છે કે અમુક વખત તો કાંતનાર કંટાળે છે.

ગટ્ઠા ન પડે ને સુતર એકધારૂં નીકળે માટે તાર ખેંચીને આંગળી ને અંગુઠા વતી એક સેકન્ડભર તારને જમણી બાજુ ઉંધો વળ દઇ ફરી ડાબી બાજુ વળ દેવો. આ ક્રિયાવ્હાવરાથી અતિ સુગમ થઇ જશે નેકાંતણુપણ સહેલું થશે.



ચિત્ર નં. ૫

તાર પાકો થઈ જવા પછી પણ એક બે વખત તકલી ફેરવી તેને વળ દેવાની ટેવ ઘણાને પડી ગઈ હોય છે. આ અનાવશ્યક છે. બેસીને કાંતતા તાર ૧૨–૧૬ ઇંચ લાંબો થાય એટલે વીંટી લેવો ઉભા ઉભા કાંતનાર માટે ૩ ફુટનો તાર વીંટવા યોગ્ય ગણાય.

ચિત્ર ૮ માં બતાવ્યા મુજબ ડાબા હાથમાં તાર પકડી જમણા હાથથી તકલી જમણી તરફ ફેરવતા ફેરવતા વીંટતા જવું. ને કોકડી ભરાઇ જાય ત્યારે આળસ રાખ્યા વગર અટેરણ અગર ફાળકા પર સુતર ઉતારી લેવું. ઉભા ઉભા



ચિત્ર નં. ૬

કાંતતા સુતરનો તાર બહુ લાંબો થયો તો ચિત્ર ૯ માં બતાવ્યા મુજબ હાથ પર લઇ પછી વીંટવું સુગમ પડશે.

**અ ફાળકા પર.**

ફાળકો હમેશાં ૪ ફીટનો હોય છે, અને એવોજ રાખવો. એના એક આંટાને તાર કહેવાય, એવા ૭૦ આંટા વીંટીએ એટલે એક લટી થાય, દરેક લટીને એ દોરાની જોગ બાંધેલી હોય એવી ૯ લટી તૈયાર કરો એટલે એક ૬૩૦ તારની (૮૪૦ વારની) એક આંટી તૈયાર થશે. તેને પછી એક દોરાથી બાંધી દો. અને તેના બન્ને છેડાઓ સુતર સાથે બાંધી દો.

**બ એટેરણ પર.**

આની લંબાઈ ૧ ફુટની હોય છે એટલે તેના ચાર આંટા



ચિત્ર નં. ૭

એક તાર કહેવાય. તેનાપર એકી સાથે ૨૧૦ તાર ઉતારી શકાય, પછી તેના બન્ને છેડા સુતર સાથે બાંધી લેવા.

**ક** સુતર ઉતરી રહે પછી તેને પાણીથી ભીનું કરવું અને જ્યારે સુકાઈ જાય (તડકામાં ન મુકવુ) ત્યારે તેને ઉતારીને આંટી બનાવી લેવી.

૧ સુતર ફાળકા ઉપર હોય ત્યારે ફાળકો પાણીમાં ઝબોળી લેવો.

૨ સુતર ફાળકા પર સુકાઇ જાય પછી ઉતારવું.



ચિત્ર નં. ૮

## સુતરને ફુંકારવાની રીત.

ફાળકા ઉપર ૬૩૦ તારની ૯ લટ વાળી જે આંટી થાય તે આંટીને ફાળકા ઉપર હોય ત્યારે ફુકારવું જોઇએ. ફૂંકાર્યા વગર જો સુતર ફાળકા ઉંપરથી ઉંતારી લેવામાં આવે તો સુતર નો વળ થોડો ઘણો ઉતરી જાય છે. માટે સુતર ફાળકા ઉંપર જેવું વળદાર હોય તેવુંજ રાખવા માટે તેને પાણીથી ફુંકારવાની જરૂર છે, ફુંકારવાથી પાણી સુતરના તારના એકેએક રેસાની અંદર દાખલ થાય છે, તેથી સુતરના રેસા અને તાર મજબુત થાય છે, અને તેની ખાદી ઝાઝો વખત ટકે છે. સુતર કેવી રીતે ફુંકારાય તેની રીત આ છે:—

## પહેલી રીત.

આગળના વખતમાં મોઢામાં પાણીના કોગળા ભરીને ફાળકી ફેરવતા જતા અને પાણીને જોરથી તેના ઉપર ફુંકતા—નાખતા. આવી રીતે થોડો વખત ફુંકારવાથી સુતરના રેસાની અંદર પાણી



ચિત્ર નં. ૯

દાખલ થાય છે અને સુતર પાકું થાય છે. પરંતુ આ રીત જરા ગંદી છે.

**બીજી રીત.**

ફાળકાને સુતર સાથે પાણીના ભરેલ ટબની અંદર આડો ડુબાડી દેવો, પછી હાથથી પાણીમાં તેના દરેક તાર છુટા કરવા આ રીતે ચારે તરફના તાર છુટા પાડ્યા પછી છાંયામાં ફાળકો સુકાવવા મુકવો.

**ત્રીજી રીત.**

જો કુવો હોય તો ફાળકાને દોરી બાંધીને કુવામાં ઉતારવો

અને ફાળકાને પાણીમાં ડુબાડી દેવો, આ રીતે અરધી કલાક ફાળકો ડુવામાં રાખવો. પછી કહાડી લઇ છાયામાં ફાળકાને સુકાવી દેવો.

## ચોથી રીત.

પત્થરની સ્વચ્છ લાદી અથવા સ્વચ્છ લાકડાનો પાટલો લઈ તેના ઉપર ફાળકાને આડો રાખી સુતરના તાર એક હાથે છુટા કરતા જવું. અને બીજા હાથે પાણી રેડતા જવું આમ ચારે તરફ ફાળકાનેજ ફેરવીને સુતરની આંટીને બરાબર ભિંજાવવી જોઇએ. પછી છાંયામાં ફાળકાને સુકાવી દેવો. બરાબર સુકાઈ ગયા પછીજ તેને ફાળકા ઉપરથી ઉતારી લેવું.

ઉપરની કોઇપણ રીતે સુતર પાણીથી ભિંજાવીને સુકાયા પછી ફાળકાપરથી ઉતારી [સુતરની] આંટીની છડી બનાવી લેવી.

## સુતરની છડી બનાવવાની રીત.

બંને હાથની હથેળી સામસામી રહે તેમ સુતરની આંટીમાં અંદર હાથ રાખી બે હાથ વડે વળ દેવો, વળ દીધા પછી અરધો અરધ વાળીને દોરડાની પેઠે છડી બનાવી લેવી.

## સૂતરની પરીક્ષા કરવાની રીત.

સુતરની મજબુતી કેવી છે તે જાણવા માટે તારને બંને હાથની ચપટીમાં પકડી કાન આગળ રાખીને તોડવો. જો તેનો અવાજ ધીમો બોલે તો સૂતર પીસું છે તેમ જાણવું અને અવાજ જોરથી—કટ—બોલે તો સૂતર બરાબર કડક છે તેમ

જાણવું. એટલું બધું તો કડક નજ હોવું જોઇએ કે સુતરની ફાળકી હાથમાં રાખી હોય ત્યારે તે ફાળકાના તારને આંટી પડી જાય [વળ ચડી જાય] જો તારને આંટી પડી જાય તેવું કંતાયલું હોય તો જાણવું કે તે સુતર વધારે પડતું કડક છે અને તેવું સુતર વણવામાં પણ મુશ્કેલી નડે છે. માટે અતિશય વળવાળું સુતર સારૂં ન કહેવાય, પણ ઢીલુએ ન હોય અને અતિશય કડક પણ ન હોય તેવું સૂતર સારૂં ગણાય. હવે સુતર બધું એકસરખું હોવું જોઇએ, કોઈ ઠેકાણે પાતળું અને કોઇ ઠેકાણે જાડું હોય એ સુતર પણ સારૂ ન ગણાય, પણ બધું સુતર એક સરખું-સમાન હોય તે સુતર સારૂં ગણાય.

**સુતર.**

૧ સુતર મજબુત અને વળદારજ જોઇએ.

૨ પછી સુતરની સમાનતા એક સરખી રહે છે એની કાળજી રાખવી.

૩ કાંતતી વખતે પુણીમાંથી કીટી સુતરમાં ન આવી જાય એની કાળજી રાખવી.

૪ તુટેલા સુતરને સાંધવામાં ગાંઠ ન મારવી પરંતુ બન્ને છેડાને મેળવી દઈ વળ દઈ દેવો.

૫ હાથનો મેલ સુતર પર ન લાગે, સુતર તદન સ્વચ્છ રાખવું.

૬ સુતરને ફાળકા પરથી કાઢી લેતા પહેલા બીજનવી સુકાવવાનું કદી ભુલવું નહિ.



ચિત્ર નં. ૧૦

## સુતરનો આંક કેમ કાઢવો ?

આંક એટલે સુતરની જાડાઈ પાતળાઈનું માપ, જેમ આંક વધુ તેમ સુતર વધુ બારીક.

## આંક કાઢવાની રીત.

આંક $= \frac{\text{તાર}}{[\text{વજન આનીમાં}]}$ એટલે કે તારની લંબાઇને વજનની આનીએ ભાંગી નાંખવું-દાખલો સુતરના તાર ૬૪૦ છે. વજન ૨ તોલા એટલે ૩૨ આની છે તો આંક $= \frac{\text{૬૪૦}}{\text{૩૨}} =$ ૨૦ આંક. સુતરમાં સૌથી અગત્યની ચીજ તેની મજબુતાઇ [કસ] છે.

## કસનું પ્રમાણ કાઢવાની રીત.

બે ફૂટની એક એવી ૬ આટી લઈ તેને ખીલી પર ટાંગવી

અને પછી તેને છેડે વજન મુકાય એવું એકવડું ત્રાજવું બાંધવું પછી એક પછી એક એમ તોલામાં વજન મુકતા જવું અને જે વજનના ભારથી સુતર તુટી જાય તે નોંધી લેવું. પછી જે આંકનું સુતર હોય તેને એ વજનથી [તોલામાં] ગુણી ગુણાકારને ૩૬ વડે ભાંગવા જે સંખ્યા આવશે તે કસ કહેવાશે.

$$\text{એટલે કસ} = \frac{\text{આંક}\times\text{સુતર તોડનાર વર્ણન [તોલામાં]}}{\text{૩૬}}$$

દાખલો : આંક ૨૦ છે
અને ૯૦ તોલાથી સુતર તુટે છે.

$$\text{કસ} = \frac{\overset{\text{૫}}{\text{૨૦}} \times \overset{\text{૧૦}}{\text{૯૦}}}{\underset{\text{૪}}{\text{૩૬}}} = \text{૫૦}$$

૧૦૦ કસનું સુતર સારૂં કહેવાય.

## ઝડપ વિષે સૂચના.

શીખાઉ કાંતનારા તથા પીંજનારાએ તેમના કાર્યની ઝડપ કેટલી હોવી જોઇએ એ જાણી લેવું જોઇએ. પીંજણ આથવા કાંતણમાં લગભગ એક માસ સુધી જો દરરોજ ૧ કલાક પણ એનો મહાવરો રાખીએ તો સામાન્ય રીતે નીચેની ઝડપ મેળવી લેવાય છે.

કપાસ લોઢવું ૧ કલાકમાં ૧॥ શેર કપાસ.
પીંજવું ૧ કલાકમાં ૫ તોલા [પુણી બનાવવાની ક્રિયા સાથે]



ચિત્ર નં. ૧૧

**કાંતવું.**

| | | |
|---|---|---|
| તકલી | ૧ કલાકમાં | ૫૦–૬૦ વાર |
| રેંટિયો | ,, | ૧૫૦–૨૦૦ વાર |

**સારી ઝડપ કોને કહેવાય.** [કલાકની ઝડપ નોંધી છે]

| | |
|---|---|
| કપાસ લોઢવું | ૫ા શેર |
| પીંજવું અને પુણી બનાવવી | ૧૦ તોલા |

**કાંતવું.**

| | |
|---|---|
| તકલી | ૧૫૦ વાર |
| રેંટિયો | ૩૫૦ વાર |

# કાંતનારાઓને માટે.

| સુતરનો આંક | ૧ ઇંચ પનામાં તાણાના તાર | ૫૦ ઇંચ પનામાં તાણાના તાર | ૫૦ ઇંચ પનાના ૫૦ વાર કાપડમાં જોઇતું સુતર વાર | કુલ વજન | આખુ વરસ રોજ કાંતવાના વાર | કલાકના ૧૦૦ વારની ઝડપે રોજ કાંતતા લાગતો વખત | ૫+૫૦"ની એક સાડી વણવા જોઇતું સુતર |
|---|---|---|---|---|---|---|---|
| [૧] | [૨] | [૩] | [૪] | [૫] | [૬] | [૭] | [૮] |
| | | | | રતલ તોલા | | ક. મિ. | |
| ૧૦ | ૩૪ | ૧,૭૦૦ | ૧,૭૦,૦૦૦ | ૨૦—૧૦ | ૪૭૩ | ૪-૪૦ | ૧૭,૦૦૦ |
| ૧૨ | ૩૮ | ૧,૯૦૦ | ૧,૯૦,૦૦૦ | ૧૯— ૦ | ૫૨૮ | ૫-૨૦ | ૧૯,૦૦૦ |
| ૧૪ | ૪૨ | ૨,૧૦૦ | ૨,૧૦,૦૦૦ | ૧૮— ૦ | ૫૮૪ | ૫-૫૦ | ૨૧,૦૦૦ |
| ૧૬ | ૪૪ | ૨,૨૦૦ | ૨,૨૦,૦૦૦ | ૧૬—૨૦ | ૬૧૧ | ૬-૧૦ | ૨૨,૦૦૦ |
| ૧૮ | ૪૬ | ૨,૩૦૦ | ૨,૩૦,૦૦૦ | ૧૫—૧૦ | ૬૩૯ | ૬-૨૫ | ૨૩,૦૦૦ |
| ૨૦ | ૫૦ | ૨,૫૦૦ | ૨,૫૦,૦૦૦ | ૧૫— ૦ | ૬૯૫ | ૭- ૦ | ૨૫,૦૦૦ |
| ૨૫ | ૫૮ | ૨,૯૦૦ | ૨,૯૦,૦૦૦ | ૧૩—૩૦ | ૮૨૦ | ૮-૧૦ | ૨૯,૦૦૦ |
| ૩૦ | ૬૪ | ૩,૨૦૦ | ૩,૨૦,૦૦૦ | ૧૨—૩૦ | ૯૯૪ | ૯- ૦ | ૩૨,૦૦૦ |

# કોઠાની ટુંક સમજુતી.

૧. તેમાં આપેલા બધા આંક ગુજરાતમાં કંતાય છે. રૂની જાત ઉપર આંકની પસંદગીનો ઘણો આધાર રહે છે. એકસરખા ૧૬ નં. ના સુતરનું કપડું ઘણુંજ સારૂં થાય છે. જે કોઠાભાગ ૧ ને ૭ના અનુસંધાનમાં વાંચશે તે ૧૬ થી ઉપર જવાનું ઓછું પસંદ કરશે.

૨. એક ઇંચ પનામાં જુદા જુદા આંકના એટલા તાર નાખ્યા હોય તો ખુબ ઘટ વણાટ આવે. સામાન્ય રીતે આ ઘણું ઉંચુ ધોરણ ગણાય. બીજા બધા કોઠા ભાગોનો આધાર કોઠા ભાગ ૨ જા ઉપર છે. જો તેમાં તાર ઓછા મુકવામાં આવે તો આગળ ખરચ ઇ. તે પ્રમાણમાં ઘટે. સાધારણ રીતે દરેક કાંતનાર સુતર વણવા આપતાં પોતે ઇંચે કેટલા તાર નાખવા ઇચ્છે છે તે જણાવી શકે, તે પ્રમાણે કપડું ઓછું સસ્તું, ઘટ કે પાંખું થાય.

૪. કોઠા ભાગ ત્રણને ૫૦ થી ગુણીને બેવડાવ્યા છે, બેવડાવવાનો હેતુ એ કે તેથી વાણાનો પણ સમાવેશ થાય. શામાન્ય રીતે વાણો અને તાણો સરખા પ્રમાણમાં હોય.

૫. આંકને ૨૧ થી ગુણી તેનાથી કોઠા ભાગ ૪ ને ભાગવાથી તોલા આવે છે. એક તોલે ૧ આંકના ૨૧ વાર થાય.

૭. એકજ માણસે એટલે વખત તકલી ચલાવવી એ ગણત્રી નથી, તકલી એટલા સરેરાસ વખત સુધી રોજ ચાલવી જોઇએ. એટલીજ ગણત્રી છે, કાંતનાર બે કે ત્રણ પણ હોય.

૯. 'કેટલું કાંતીએ ત્યારે એક સાડી થાય?' એ ચોમેર સામાન્ય પ્રશ્ન છે. તેનો આ જવાબ છે. સામાન્ય રીતે બેએ હજાર ઓફેથી ૫×૫૦ની ખાદી વણાય છે. એમાંથી જેને ઉ-તેજન મળતું હોય તે લે.

કાંતવાની કળાને હસ્તગત કરવા ખાતર અને તેના આનંદને ખાતર જેઓ કાંતવા ઇચ્છશે તેમને એ આંકડા મદદરૂપ થશે. ત્યાર પછી આંકડા માર્ગ દેખાડશે. આપણે કેટલું કાપડ તૈયાર કરવા ઇચ્છીએ છીએ અને એક કુટુંબમાં આપણે બધાં મળી રેંટિયાને કેટલો સમય આપી શકીએ તેમ છીએ એ વર્ષ માંડતા પહેલાં સૌએ નક્કી કરી લેવું ઉચિત છે. ઉપરની પદ્ધતિ ઉપરથી સૌ કોઈ જુદા જુદા પના અને જુદી જુદી લંબાઇનો હિસાબ પોતાની મેળે કાઢી શકશે.

અગત્યનું:—

૧ જાડું અગર ઝીણું જે કાંતો તે એકધારૂં અને સમાન કાંતવા યત્ન કરવો.

૨ કાંતતી વખતે ઉજાસવાળા અગર સફેદ જગ્યા સામે મોઢું ન રાખતા કાળી અગર રંગદાર જગ્યા પસંદ કરજો કારણ કે તેથી પૂણીમાંથી નીકળતો તાર સ્પષ્ટ દેખાશે ને કાંતવું સુગમ પડશે.

૩ કાંત્યા પછી તકલી હંમેશાં તકલી પેટીમાં મુકવાની ચીવટ રાખવી, કારણ રઝળતી અગર ખીસામાં છુટી રાખવાથી ગંભીર ઈજા થયાના દાખલા છે.

૪ જમીન અગર કોઇપણ જાતના આધાર વગર તકલી અદ્ધર રાખી કાંતવાની ટેવ પહેલેથી પાડવી. શરૂઆતમાં આધાર લઇ કાંતવાની ટેવ પડી ગયા પછી તે છોડવી ઘણાને મુશ્કેલ લાગે.



સમાપ્ત